૭૫૧૧

સચિત્ર

ગુજરાતી

# નવી પહેલી ચોપડી.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,

સુંદરજી મૂળજી શેઠ

પ્રાથમિક શાળા સુપર્વાઈઝર,

સંસ્થાન જૂનાગઢ.

સંવત્ ૧૯૫૫. ઈ. સ. ૧૮૯૯.

મૂલ્ય ૧ આનો.

સચિત્ર

ગુજરાતી

# નવી પહેલી ચોપડી.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,


## સુંદરજી મૂળજી શેઠ

પ્રાથમિક શાળા સુપર્વાઈઝર,

સંસ્થાન જૂનાગઢ.





મુંબઈ.

તુકારામ જાવજીના

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપી છે.

સંવત્ ૧૯૫૫. ઈ. સ. ૧૮૯૮.


મૂલ્ય ૧ આનો.

# ગુજરાતી નવી પહેલી ચોપડી.

આ ચોપડી લખવાનો હેતુઃ—

હાલમાં ગુજરાતી નિશાળોમાં શરૂઆતમાં હોપકૃત વાંચનમાળાની પહેલી ચોપડી ચાલેછે, તેમાં શિક્ષણનો ક્રમ શબ્દ ઉપર રાખેલો છે; એટલે અમુક શબ્દ પાઠને મથાળે આપી, પછી તેના ઉપરથી વાક્ય ગોઠવેલાં છે. આ શૈલી અંગરેજી લિપિના શિક્ષણને મળતી આવે છે, પણ આપણી લિપિને તે શૈલી અનુકૂળ આવે કે નહિ તે ઉપર વિચાર કરવાની જરૂર છે.

અંગરેજી મૂળાક્ષરમાં વ્યંજનમાં સ્વરના મેળાપથી બધાં ઉચ્ચારણ લખી શકાતાં નથી, તેથી શબ્દથી શીખવવાની શરૂઆત કરી છે. પણ ગુજરાતી લિપિના મૂળાક્ષર આવડે એટલે વ્યંજનમાં સ્વરનો મેળાપ કરવાથી ગુજરાતી ભાષાનાં ગમે તે ઉચ્ચારણ લખી શકાય છે. છતાં આપણી લિપિની સરળતા મૂકી દેઈ અંગરેજી શૈલીને વળગી અમુક શબ્દ તૈયાર કરી પછી વાક્ય શામાટે શીખવવાં જોઈએ? આ ગોઠવણથી પાઠના મથાળાના શબ્દ એ એક જાતનાં કોષ્ટક થાયછે, અને તે કોષ્ટક ઉપર વાક્યનો આધાર રહે, એટલે એક જાતનું ગોખણ યાદ કરી તેના ઉપરથી વાંચવું, તેના કરતાં ગુજરાતી લિપિની સરળતામાં ઉતરવું એ વધારે સહેલું છે.

અંગરેજી શિક્ષણ-શૈલીની પેઠે શબ્દ યાદ રાખતાં અમુક વાક્ય વાંચતાં આવડે, પણ આપણી લિપિની સરળતાથી ગમે તે વાંચતાં લખતાં આવડી શકે.

અંગરેજી ભાષામાં દરેક શબ્દની જોડણી યાદ રાખવાની છે, તોપણ એકજ સ્વરથી સરખા થતા ઉચ્ચારના શબ્દનો ક્રમ વાંચનમાળાની ચોપડીમાં જાળવવામાં આવેલો છે, તથા છેવટ તેવા શબ્દની ટીપ (Sun, Run) આપી સરળતા ક-

રવામાં આવેછે. (જુઓ રૉયલ રીડર્સ તથા હાવર્ડસ સેકન્ડ બૂક ભાગ ૧ લો.) જેની ભાષાની લિપિમાં અગવડતા છે, તેપણ એક જાતની સગવડતા શોધી ગોખણ મહેનતમાં સરળતા કરી આપેછે. ત્યારે આપણી લિપિનું બંધારણ તો સ્વરનાં ચિન્હમાંજ રહેલું છે અને તેનો ઉચ્ચાર સર્વત્ર એક સરખો રહે છે; તેથી શબ્દની જોડણી ગોખવાની નથી. છતાં તે લાભ મૂકી દઈ અંગરેજી શૈલીને વળગી મોટા વર્તુળમાં શામાટે પડવું જોઇએ?

મોટું વર્તુળ એટલા માટે કે, વાંચનની શરૂઆત પહેલા ધોરણથી થાયછે, તેમાં હાલમાં ચાલતી વાંચન પહેલી ચોપડીમાં '**મા. બા. છે.**' આ પ્રમાણે શબ્દ બનાવી વાંચન શીખવવાની શરૂઆત કરી છે; ને આગળ તેજ ચોપડીના **૨૧** મા પાઠમાં માત્રાનો, **૨૫** મા પાઠમાં કાનાનો, એ પ્રમાણે બીજા સ્વરનો પણ ભેદ શીખવવાનું ટીકામાં લખેલું છે. આ ઉપરથી તે ચોપડી લખવામાં ખાતરી થયેલી છે, કે સ્વરનાં ચિન્હ ઓળખ્યા વિના ગુજરાતી લિપિનું વંચાણ ચાલે તેમ નથી ને તેજ કારણથી ધોરણના ફેરફારમાં પહેલા ધોરણમાં બારાક્ષરી દાખલ કરેલી છે. જ્યારે બારાક્ષરી દાખલ કરેલી છે ત્યારે તો તેના ઉપરથીજ વાંચન શરૂ થવું જોઇએ. છતાં બારાક્ષરી જુદી ને વાંચન શૈલી જુદી પાડવાનું કારણ જણાતું નથી.

બારાક્ષરીને જુદી રાખી શબ્દજ્ઞાનથી વાંચનની શરૂઆત કરી, હોપકૃત ગુજરાતી પહેલી ચોપડીના અમુક પાઠ ( **૨૧, ૨૫.** ) શીખી ગયા પછી આપણે પાછા ફરી બાળકોને બતાવીએ છીએ, કે તમોને હાલસૂધી શીખવવામાં આવ્યું તે કેટલાક અક્ષરો મળવાથી થયું છે. આવા ભાવથી પાછા ફરી મૂળમુદ્દા ( બારાક્ષરી ) ઉપર જવા પ્રયત્ન કરીએ છીએ,

તેને બદલે મૂળાક્ષર ઓળખતાં આવડ્યા બાદ તુરત બારાક્ષરીનો ઉપયોગ કરીએ તો શું ખોટું ?

બારાક્ષરીનો ઉપયોગ કરવાનું જણાવ્યું એટલે ગામડી નિશાળની પેઠે દરેક અક્ષરનાં પદ શીખવવાનાં નથી. તેમ કરવાથી તો બાળકોને કંટાળો આવે તથા ગોખણ વધી પડે, માટે મૂળાક્ષર આવડે એટલે જે વ્યંજનમાં **અ** સિવાય બીજો સ્વર મળેલો નથી તેવા અક્ષરના શબ્દ પાટિયાપર લખી નાનાં બાળકોને વંચાવવાથી એ વાતનો લાભ થાય. જેમકે, **ઘર** શબ્દ લખ્યો હોયતો **ઘ, ર,** એ બંને અક્ષરને વિદ્યાર્થી ઓળખેછે તેની ખાતરી થાય તથા આવા છૂટક અક્ષર મળવાથી આપણા બોલેલા શબ્દ લખાયછે તેથી બાળકોને અક્ષરનો ઉપયોગ જણાતાં આનંદ થાય.

એ પ્રમાણે આગળ વધતાં **આ** સ્વર વધારી શબ્દ કરીએ, તો બાળકોની અવલોકનશક્તિ તથા ધ્યાન આપવાની ટેવ વધતી જાય. તેથી વિચારશક્તિ પણ ખીલતી રહે તથા શિક્ષકને પોતાના કામમાં ચપળતા રાખવીજ પડે.

શિક્ષણશાસ્ત્રનો મુખ્ય નિયમ એ છે, કે "જાણીતા ઉપરથી અજાણ્યાપર જવું." હવે બાળવર્ગમાં મૂળાક્ષર ઓળખવાનું જ્ઞાન અપાય છે, તો તેના ઉપરથી ઉપર જણાવેલા નિયમ પ્રમાણે વાંચન શરૂ કરવું જોઇએ. તેને બદલે હાલમાં, **'મા. બા. છે.'** આવા આખા શબ્દથી શીખવાય **છે,** તેથી ઉપર જણાવેલા શિક્ષણશાસ્ત્રના નિયમનો ભંગ થાય છે.

કદાચિત્ તકરારની ખાતર એમ કહેવામાં આવે, "કે જ્યારે હોપકૃત ગુજરાતી પહેલી ચોપડીની રચના થઈ ત્યારે બાળવર્ગનું બંધારણ નહોતું, પણ પહેલા ધોરણથીજ અક્ષરજ્ઞાન શરૂ થતું." હવે બાળવર્ગમાં મૂળાક્ષર શીખવાય છે માટે ઉપર જણાવેલા નિયમનો ઉપયોગ કરી શીખવી શકાય. જે-

મકે, 'મ' અક્ષર શીખી ગયા માટે '**મને કાનો મા, બને કાનો બા.**' આ વાત કબૂલ રાખીએ તો શિક્ષણના ક્રમમાં વાંધો આવે, કેમકે '**મા. બા. છે.**' એ ત્રણ શબ્દ પહેલા પાઠને મથાળે આપેલા છે એટલે કાનો શીખવી એકદમ માત્રા ઉપર જવું પડે. એમ એકી વખતે કાનો તથા માત્રા શીખવવાથી નાનાં બાળકો મુંઝાશે, માટે આ મુંઝવણ દૂર કરવા ગુજરાતી લિપિની સ્વાભાવિક શિક્ષણશૈલી ગ્રહણ કરવી એ ઉત્તમ છે.

કોઈ એવો સવાલ ઊઠાવે, કે હાલમાં બાળવર્ગનું જે ધોરણ બંધાયું છે તેમાંથી મૂળાક્ષર શીખવવાનું કાઢી નાંખી પ્રથમનું પહેલું ધોરણ કાયમ કરે, તો આ ચોપડીનો ઉપયોગ શી રીતે કરવો?

ઉપલા સવાલના ખુલાસામાં એટલુંજ જણાવવાનું કે, હોપકૃત ગુજરાતી પહેલી ચોપડીની પ્રસ્તાવનામાં લખેલું છે, કે "આ ચોપડી શરૂ કરતાં પહેલાં આકારની પેટીમાંથી સર્વે સારી પેઠે શીખવી રહ્યા પછી આ ચોપડીની શરૂઆત કરવી." આ વાકય એમ જણાવે છે, કે રંગાકારની પેટીમાં મૂળાક્ષરનાં પતાં પણ છે, તે ઓળખતાં આવડયા પછી વાંચનની શરૂઆત કરવી. આમ ન હોય તો જે છોકરાં અક્ષર શું છે તે જાણતાં નથી તેની આગળ એકદમ '**મા**' શબ્દ શી રીતે કહી શકાય? આ ઉપરથી ખાતરી થાય છે, કે વાંચન શરૂ કર્યા પૂર્વે મૂળાક્ષર તો ઓળખવાજ જોઈએ.

હિંદુસ્તાનમાં ચાલતી ઘણી ખરી લિપિ જે વ્યંજનમાં સ્વરના મેળાપથી શીખવાય છે, તેમાં હોપકૃત ગુજરાતી પહેલી ચોપડી માફક શબ્દથી વાંચન શીખવવું શરૂ કરેલું નથી, પણ વ્યંજનમાં સ્વરના મેળાપથી કરેલું છે. આપણી લિપિના મૂળાક્ષર આવડયા બાદ વ્યંજનમાં સ્વરના મેળાપથી ગમે તે વાંચતાં લખતાં આવડી શકે, તેનો લાભ હાલની પહેલી ચો-

પડીના શિક્ષણથી બાળકો લેઈ શકતાં નથી, તેથી બીજી ચોપડી વાંચવા માંડે એટલે વાંચવામાં અટકતાં જાયછે. કદાચિત્ કોઈ બાળક પહેલી ચોપડી શીખી નિશાળ છોડી દે, તો શીખેલું વાંચન થોડા દિવસમાં ભૂલી જાયછે.

ઉપર જણાવેલી ખામી કરતાં વિશેપ નબળાઈ ગુજરાતી લિપિ શીખનારાં બાળકોમાં એ જણાણી કે ઉર્દુ, મરાઠી વગેરે કોઈ ભાષા શીખનારાં બાળકોને મૂળાક્ષરનું ચોખ્ખું જ્ઞાન તેથી તેના ઉચ્ચાર સારા પણ ગુજરાતી લિપિ શીખવવાની શરૂઆત શબ્દથી થાય તેથી અક્ષરનાં સ્થાન પ્રમાણે ઉચ્ચાર નહિ તથા છેવટ સૂધી તે સંબંધી ચોખવટ ન થાય એટલે ગુજરાતી બાળકો બોલવામાં તોતડા; તથા **ચ, છ, શ, ષ, સ,** નો ભેદ જાણે નહિ. આ ખામી દૂર કરવા સારૂ બાળવર્ગમાં કેળવણી ખાતાના સત્તાધીશે મૂળાક્ષર દાખલ કરેલા છે, તો વાંચન પણ તેના ઉપરથીજ શરૂ કરવું જોઈએ. અંગરેજીમાં શબ્દજ્ઞાનથી વાંચનની શરૂઆત થાયછે, તોપણ વાંચનમાળાની શરૂ ચોપડીમાં પહેલાં મૂળાક્ષર મૂકવામાં આવેછે.

જેની સ્વભાષા ગુજરાતી નથી તેને ગુજરાતી ભાષા શીખવી હોય, તો હાલની પહેલી ચોપડીની રચના પ્રમાણે શીખતાં ઘણી અડચણ આવે.

સન ૧૮૯૫ ના સપ્ટેમ્બર માસના ગુજરાત શાળા પત્રમાં વાંચનમાળા વિષે વિવેચન કર્યું છે. તેના ૨૬૯ મા પૃષ્ઠમાં નેશનલ સોસાઈટીએ પ્રસિદ્ધ કરેલા લખાણનો ઉતારો કરેલો છે. તેમાં જણાવ્યું છે, કે "બાળશાળા અગર બાળવર્ગ (આપણે ત્યાંના પહેલા ધોરણની શરૂઆત) માં મુખ્યત્વે અક્ષરના લેખી આકારનું, તેના મળવાથી થતા ટૂંકા શબ્દનું અને તે શબ્દોનાં સહેલાં વાક્યનું જ્ઞાન આપવાનું છે." તેમાં વળી એમ પણ જણાવ્યું છે કે, જેમ બને તેમ એકાક્ષરી

શબ્દનો થોડો ઉપયોગ કરવો. આ બધું આ પુસ્તકની રચનાને મજબૂતી આપેછે.

આ ચોપડી સન ૧૮૯૪ ના નવેમ્બર માસમાં જેતપુરમાં કાઠિયાવાડના મહેતાજીઓના ભરાએલા સમાજમાં અભિપ્રાય માટે રજુ થતાં તમામ શિક્ષક ભાઈઓએ તથા મેહેરબાન પ્રમુખ સાહેબ છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ. એ કેટલોક સુધારો બતાવી શિક્ષણ માટે પસંદ કરી, કાઠિયાવાડ પ્રાંતના મેહેરબાન એજ્યુકેશનલ ઈન્સ્પેકટર એમ. એ. તરખડ સાહેબ બહાદૂરની હજુરમાં મોકલવાનો ઠરાવ કર્યો.

જે સુધારો કરવાનું જણાવેલું તે પ્રમાણે કરી, સમાજમાં થએલા ઠરાવ પ્રમાણે મેહેરબાન પ્રમુખ સાહેબને બતાવતાં, તેઓ સાહેબે પોતાના સારા અભિપ્રાયથી આ ચોપડી કાઠિયાવાડ પ્રાંતના મેહેરબાન એજ્યુકેશનલ ઈન્સ્પેકર સાહેબ બહાદૂરની હજુરમાં મોકલી, એટલે તેઓ સાહેબે પોતાનો કીમતી વખત રોકી આખી ચોપડી બારીકીથી તપાશીને નાનાં બાળકોને અક્ષરજ્ઞાન આપવાની શરૂઆત શી રીતે થાય, તે સંબંધી ઉપયોગી સૂચના કરી. તે સૂચના પ્રમાણે આ ચોપડીની રચનામાં ગોઠવણ કરી છે, તથા બાળકોને વિશેષ ઉપયોગી થાય તેવા હેતુથી બીજા પણ કેટલાક સુધારા વધારા બતાવ્યા, તે પણ દાખલ કરેલા છે. મતલબ કે કાઠિયાવાડ પ્રાંતના મે. એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ બહાદૂરે, બાળકો ગમત અને જ્ઞાન સાથે ગુજરાતી લિપિ સરળતાથી વાંચી લખી શકે તેવી માર્ગદર્શિકા આ ચોપડીને બનાવી મારા પ્રયત્નને ઉપયોગી કર્યો છે. તેને માટે હું તથા ભવિષ્યની પ્રજા તેઓ સાહેબનાં પૂર્ણ આભારી છીએ.

કેળવણીખાતાની સાથે સંબંધ રાખનારા ઘણા અનુભવી વિદ્વાનોના હાથમાં આ ચોપડી જતાં શિક્ષણમાટે તેઓએ પસંદ કરી છે. પોરબંદરના માજી એડમિનિસ્ટ્રેટર મે. મોરીસન સાહેબ બહાદૂર આ ચોપડીમાં દાખલ કરેલી શૈલીને સ્વાભાવિક શિક્ષણ ગણેછે.

આ ચોપડીમાટે સુજ્ઞ પુરૂષો તરફથી આવેલા અભિપ્રાય ટાંકતાં પોથી કરતાં પ્રસ્તાવના વધી જાય, માટે એટલુંજ જ-ણાવવાનું કે, તા. ૧૨-૫-૯૬ થી તા. ૨૧-૫-૯૬ સુધી વે-રાવળ મુકામે કાઠિયાવાડ-કેળવણી સમાજ (કાઠિયાવાડ પ્રાંતના મે. એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ બહાદૂરના પ્રમુખપણા નીચે સંસ્થાનોના મેહેરબાન પ્રતિનિધિ સાહેબો તથા કેળવણી-ખાતાના મે. રા. સા. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહે-બોથી ) ભરાયો, તેમાં આ ચોપડી રજુ થતાં કાઠિયાવાડની તમામ ગુજરાતી શાળાના પહેલા ધોરણમાટે સમાજે એકે અવાજે મંજૂર કરી છે.

આરંભેલો યત્ન પાર પાડવામાં પ્રજાના પરમ અભ્યુદયા-કાંક્ષી ઉદાર વાલાશાન સંસ્થાન જૂનાગઢના નવાબસાહેબ બહા-દૂરે અને તેઓ નામદારસાહેબના વિદ્યાવિલાસી અમાત્ય મંડળે, તેમજ કેળવણીના હિમાયતી કેળવણીખાતાના માજી ઉપરી અધિકારી મે. ગણપતરાય મયાશંકર ધોડાદ્રા, બી. એ., બી. એસ. સી. એ કીમતી મદદ આપી છે. તેને માટે અંતઃક-રણથી હું ઉપકાર માનુંછું.

સંવત્ ૧૯૫૪ના આષાઢ
શુદ ૨, મંગળ
તા. ૨૧-૬-૯૮. જૂનાગઢ.

સુંદરજી મૂળજી શેઠ,
પ્રાથમિક શાળા સુપર્વાઈઝર,
સંસ્થાન જૂનાગઢ.

# આ ચોપડી શીખવવાની રીત.

૧. બાળવર્ગમાં બાળકો મૂળાક્ષર શીખ્યાં હોય, તે ઉપરથી રંગાકારની પેટીમાંથી મૂળાક્ષરનો ઉપયોગ કરી તથા કાળા પાટિયાપર આડા અવળા અક્ષર લખી જુદાં જુદાં બાળકોને પૂછી ખાતરી કરવી, કે તેઓ મૂળાક્ષર બરાબર ઓળખે છે કે નહિ. જો મૂળાક્ષર ઓળખતાં હોય, તો **ઘર, મગ,** એવા શબ્દો લખી બાળકો પાસે તેના છૂટા અક્ષર વંચાવી આખો શબ્દ વંચાવવો.

૨. ઉપર જણાવેલ બાબતની પક્કી ખાતરી થવા માટે શિક્ષકે વ્યંજનમાં **અ** સ્વર ભળેલો હોય તેવાજ અક્ષરના શબ્દ જેવા કે, **પગ, રથ** વગેરે મોઢેથી બોલી બાળકો પાસે પાટિયાપર ગોઠવાવવા તથા પાટીપર લખાવવા. બાળવર્ગમાં બાળકો મૂળાક્ષર લખતાં શીખેછે તેથી લખવામાં અડચણ આવશે નહિ.

એ પ્રમાણે **અ** સ્વર ભળેલા અક્ષર ઉપરથી શબ્દ વાંચતાં આવડ્યા પછી અનુસ્વારનો ઉપયોગ કરી નવા શબ્દ બનાવવા. જેમકે, **ઘંટ, રંગ** અને એવા શબ્દ વાંચવામાં અનુસ્વારનો ઉચ્ચાર બતાવવાનો છે, ને તે પ્રમાણે દરેક સ્વરમાં વધતા જવાનું છે.

બારાક્ષરીના ક્રમ પ્રમાણે અનુસ્વારનો ઉપયોગ કરવાથી દરેક સ્વરના ફરી નવા શબ્દ અનુસ્વારવાળા જોડવા પડે તેથી શબ્દ ભંડોળ વધી જાય, તથા શરૂ પાઠમાં વાકયરચનાની અનુકૂળતા આવે નહિ. હોપકૃત પહેલી ચોપડીમાં પણ શરૂઆત ( પાઠ ૪. ) થી અનુસ્વારનો ઉપયોગ કરેલો છે.

૩. બીજી કલમમાં જણાવ્યા પ્રમાણે **અ** આવડ્યા પછી **આ** સ્વર ઉપર જવાનું છે. જાણીતા પરથી અજાણ્યાપર જવામાં બાળકોને અધિક આનંદ થાયછે, માટે વ્યંજનમાં **આ** સ્વર ભેળવવા સારૂ તેજ નિયમને અનુસરી બાળકોને કહેવું, કે

જુઓ પાટિયાપર લખેલા **ભર, ઘર** શબ્દ વાંચી તથા લખી બતાવો. બાળકો વાંચી તથા લખી બતાવે એટલે શિક્ષકે કહેવું, કે જુઓ, તમને **ભર** ઉપરથી ભાર લખતાં શીખવું છું. એમ કહી શિક્ષકે પોતે પાટિયાપર **ભર** શબ્દ નીચે **ભાર*** શબ્દ લખવો. તેવા ઘણા શબ્દો લખી પછી તેનો તફાવત પૂછી કાનો ભળવાથી **આ** સ્વરનો ઉચ્ચાર થાયછે તે સમજાવવું, ને એ પ્રમાણે ઘણા વ્યંજનમાં **આ** સ્વર વધારતાં શીખવવું.

શિક્ષણના એજ નિયમને વળગી દરેક સ્વર તે પ્રમાણે શીખવવાની તજવીજ કરવી. આ ચોપડીમાં શિક્ષકો માટે નમુના દાખલ દરેક સ્વરનું ફક્ત એકેકું દૃષ્ટાંત આપી દરેક સ્વર શીખવતી વખત કેમ શરૂઆત કરવી તે આગળ બતાવેલું છે, પણ શિક્ષકે તો તેવાં ઘણાં દૃષ્ટાંત દરેક સ્વર શીખવતી વખત આપવાનાં છે.

૪. હ્રસ્વ ઇ ને દીર્ઘ ઈ બોલવામાં નાનાં બાળકો સ્વાભાવિક રીતે દીર્ઘ ઈ પોતાની મેળેજ બોલતાં શીખેછે, તેમ હ્રસ્વ ઇ નો શરૂઆતમાં ઉપયોગ પણ થોડો થાયછે, માટે શિક્ષણના ક્રમમાં દીર્ઘ ઈ પહેલી દાખલ કરી હ્રસ્વ ઇ છેલ્લી રાખી છે.

૫. હ્રસ્વ ઉ ને દીર્ઘ ઊ માં તો તેનો મૂળ ક્રમ કાયમ રાખ્યો છે, કેમકે બાળકો સ્વાભાવિક રીતે હ્રસ્વ ઉ પહેલેથીજ બોલતાં શીખેછે.

૬. ત્રીજી કલમમાં જણાવ્યા પ્રમાણે દરેક સ્વર માટે શીખવવાનું છે; પણ તેમાં એટલી વાત ધ્યાનમાં રાખવી, કે જે

---

* મૂળાક્ષરનાં પતાં સાથે સ્વરનાં ચિન્હનાં પતાં એવાં બનાવેલાં જોઈએ, કે કોઈ પણ વ્યંજનનાં પતાં સાથે કોઈ પણ સ્વરના ચિન્હનું પતું મૂકવાથી નવો અક્ષર થાય. આવી ગોઠવણ મૂળાક્ષરનાં પતાંમાં કરવામાં આવે તો શિક્ષકો બાળકો પાસે નવા નવા શબ્દ અક્ષરનાં પતાંથી જોડાવી શકે.

સ્વરના મેળાપથી નવો શબ્દ તૈયાર કરતા હોઈએ તે સ્વરના પહેલાં આવી ગએલા સ્વરનો નવો શબ્દ જોડવામાં ઉપયોગ કરવો પણ તે પછી જે સ્વર આવવાના છે તેનો ઉપયોગ કરવો નહિ.

૭. વાંચન પાઠોમાં જોડાક્ષરનો ઉપયોગ બહુજ થોડો કરેલો છે, તો પણ જોડાક્ષરનો ઉપયોગ વાંચન **પાઠ ૧૯** માં થાય છે, તે વખત જોડાક્ષરનું જ્ઞાન પદ્ધતિસર થવા સારૂ **ખ્, ગ્, ઘ્, ચ્, ત્, થ્, ધ્, ન્, પ્, બ્, ભ્, મ્, લ્, વ્, ષ્, સ્,** આટલા વ્યંજનની સાથે બીજા અક્ષરને જોડવો હોય તો બતાવેલા વ્યંજનની લીટી કાઢી નાંખી બીજો અક્ષર સાથે લગાડવાથી જોડાય છે, તેવા જોડાક્ષરના સહેલા શબ્દ બનાવી બાળકો પાસે વંચાવવા.

૮. ર્ ની સાથે કોઈ પણ અક્ષર જોડવાનાં તથા કોઈ પણ વ્યંજનસાથે ર જોડવાનાં જુદાં જુદાં રૂપ થાયછે, તેનો ઉપયોગ વાંચન પાઠ **૩૦** માં થાયછે તે વખત શિક્ષકે બાળકોને નીચે પ્રમાણે સમજાવવાનું છેઃ—

ર્ની પછી કોઈ પણ અક્ષર આવવાથી ર્ જોડાઇ જતો હોય, તો જોડવામાં ર્ની ( ર્ ) આવી નિશાની વપરાય છે. **ર્+** પ=ર્પ. સર્પ.

કોઈ પણ વ્યંજનની પછી ર આવે, અને તે પાછલા વ્યંજન સાથે જોડાઈ જતો હોય, તો જોડવામાં ર ને બદલે તેનું મૂળ લિપિનું –ા* આવું ચિન્હ વપરાય છે.

**ત+–ા=ત્ર. ત્રણ=ત્રણ. પ+–ા=પ્ર. પ્રભુ.**

૯. ઉપર જણાવેલા વ્યંજન સિવાય **ક્, છ્, જ્, ઝ્,** ટ્, ઠ્, ડ્, ઢ્, દ્, ફ્, હ્, આ વ્યંજન સાથે બીજા અક્ષરને જોડવો હોય તો ફક્ત અડાડવાથી જોડાય છે. આવા જોડાક્ષરનો ઉપયોગ આ ચોપડીમાં કર્યો નથી, તો પણ વિષ-

---

* અસલના શિલાલેખમાં –ા આવો ર વાપરેલો છે.

યની પૂર્ણતા માટે તેવા જોડાક્ષરના સહેલા શબ્દ બનાવી ચોપડી પૂરી થયાં પછી દાખલ કરેલા છે.

૧૦. જોડાક્ષરના સંબંધમાં હવે ફક્ત એકજ બાબત બતાવવાની રહેછે તે એ, કે કેટલાક અક્ષર જોડાવાથી નવું રૂપ થાયછે. જેમ, ક્+ષ=ક્ષ. જ્+ઞ=જ્ઞ. શ્+ર=શ્ર.

આ ત્રણ અક્ષરનો ઉપયોગ પણ આ ચોપડીમાં કર્યો નથી, તોપણ વિષયની સંપૂર્ણતા માટે તેનાં દૃષ્ટાંત છેલ્લાં આપેલાં છે. ઉપર બતાવેલા ક્રમ પ્રમાણે બીજી ચોપડીની સાથે બાળકોને જોડાક્ષર શીખવવાથી તેનું ચોખ્ખું જ્ઞાન થશે તથા ગટકળીઆ ઉચ્ચાર કરવાની ટેવ તેઓ છોડી દેશે.

૧૧. શિક્ષકે નવા શબ્દ તૈયાર કરવા તે બનતાં લગી બાળકોએ નજરે જોએલ વસ્તુના કરવા. અજાણ્યો શબ્દ આવે ત્યારે ચિત્રથી અગર ચિત્ર બતાવી શકાય તેવું ન હોય તો વિવેચનથી સમજૂતી આપવી.

૧૨. પાઠની અંદર આવેલા અઘરા શબ્દ પાઠ ૧૫ માથી પાઠ નીચે તારવી મૂકેલા છે, તે ફક્ત એટલાજ માટે કે પાઠ વંચાવી રહ્યા બાદ શિક્ષક તે ઉપર વિશેષ ધ્યાન આપી શકે. એવા શબ્દની જોડણી પાઠની શરૂઆતમાં શીખવી તે ઉપરથી વાંચન શરૂ કરી શકાય, પણ સમજૂતી* તો પાઠમાં તે શબ્દનો ઉપયોગ કેવી રીતે થાયછે તે વાંચતી વખતજ જણાય. એટલે અગાઉથી શબ્દાર્થ શીખવવા નકામા છે.

૧૩. આ ચોપડી પ્રમાણે વાંચન શીખવવાથી હોપકૃત વાંચનમાળાની ગુજરાતી બીજી ચોપડીના વાંચન કે વિષયનો સંબંધ તૂટતો નથી.

૧૪. છેવટ દશ સુધીના સરવાળા તથા બાદબાકી દાખલ કરેલાં છે તેનું કારણ એટલુંજ કે, નાનાં બાળકોને નવરાશના વખતમાં ચોપડી આડી અવળી તપાસવાની ટેવ હોય છે. તે

---

* ઉત્તર વિભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ બહાદૂરે પણ આ બાબત સૂચના કરી છે.

વખત સરવાળા બાદબાકી માટે કરેલી ગોઠવણુ તેમની નજર તળે આવે તો અક્ષરજ્ઞાન સાથે આંકડાનું પણ ઉપયોગી જ્ઞાન સહેજે મળતાં બાળકોને આનંદ થાય.

---

દરેક સ્વર વ્યંજનમાં ભેળવતી વખત શિક્ષકે શરૂઆત કેવી રીતે કરવી તેનાં દૃષ્ટાંતઃ—

પાઠ ૨ જાની શરૂઆતમાં **આ** સ્વર શીખવતી વખત શિક્ષક કાળા પાટિયાપર **ભર** શબ્દ લખી બાળકો પાસે વંચાવે છે.

શિ.—પાટિયાપર લખેલો શબ્દ વાંચો.

બાળકો ભર વાંચી બતાવે છે.

શિ.—આજ હું તમને **ભર** ઉપરથી ભાર લખતાં શીખવું છું. જુઓ, પાટિયાપર મેં ભાર શબ્દ લખ્યો છે.

**ભર** અને **ભાર** લખવામાં તમને કાંઈ ફેર જણાયછે?

બા,—હા, **ભાર**માં **ભ** આગળ લીટી છે, ને **ભર**માં **ભ** આગળ કાંઈ નથી.

શિ.—**ભર** અને **ભાર** શબ્દ લખેલા છે, તે બંનેમાંથી છેલ્લો **ર** કાઢી નાંખતાં બાકી રહે તે વાંચી બતાવો.

બાળકો ભ અને ભા વાંચી બતાવે છે.

શિ.—**ભ** અને **ભા** બોલવામાં તમને કાંઈ ફેર જણાય છે?

બા.—હા, ભ એકલો બોલાયછે પણ ભા બોલવામાં છેલ્લે આ જેવું બોલાય છે.

શિ.—તમારું કહેવું ખરું છે. **ભા**માં જે **ભ**ની સાથે લીટી છે તે **આ** ની છે. તે લીટીનું નામ કાનો છે. કહો ત્યારે, **ભ**ને કાનો લાગવાથી શું બોલાય છે? બા.—**ભા**[1].

શિ.—ત્યારે ક, ખ, વગેરેને કાનો લગાડી બોલી તથા લખી બતાવો.

બા.—કને કાનો કા, વગેરે.

---

૧. આવા ઘણા શબ્દ લખાવવા. જેમ, ઘર ઉપરથી ઘાર વગેરે.

પાઠ ૩ જાની શરૂઆતમાં દીર્ઘ (લાંબી) ઈ શીખવતી વખત શિક્ષક કાળા પાટિયાપર **હાથ** શબ્દ લખી બાળકો પાસે વંચાવેછે.

શિ.—પાટિયાપર લખેલો શબ્દ વાંચો. બાળકો હાથ વાંચે છે.

શિ.—જુઓ, પાટિયાપર હું **હાથ** નીચે **હાથી** લખું છું. **હાથ** અને **હાથી** લખવામાં તમને કાંઈ ફેર જણાય છે?

બા.—હા, હાથમાં હ આગળ કાનો પછી થ છે. હાથીમાં પણ હ આગળ કાનો અને થની સાથે (ી) આવું તમે કર્યું છે.

શિ.—**હાથ** અને **હાથી** શબ્દ લખેલા છે. તે બંનેમાંથી **હા** કાઢી નાંખતાં બાકી રહે તે વાંચી બતાવો.

બાળકો થ અને થી વાંચી બતાવે છે.

શિ.—**થ** અને **થી** બોલવામાં તમને શો ફેર જણાય છે?

બા.—થ એકલો બોલાય છે ને થી બોલવામાં છેલ્લે ઈ જેવું બોલાય છે.

શિ.—શાબાશ, તમારો જવાબ બરાબર છે. **થી** બોલવામાં જે **થ**ની સાથે (ી)આવી નિશાની કરી છે તે દીર્ઘ (લાંબી) ઈ ની છે. કહો ત્યારે, થ્ ને દીર્ઘ ઈ મળી શું બોલાય છે? બા.—થી.

શિ.—ત્યારે ક્, ખ્, વગેરેને દીર્ઘ ઈ લગાડી બોલી તથા લખી બતાવો. બા.—ક્ ને દીર્ઘ ઈ કી, વગેરે.

---

પાઠ ૪ થાની શરૂઆમાં હ્રસ્વ (ટૂંકું) ઉ શીખવતી વખત શિક્ષક કાળા પાટિયાપર **મધ** શબ્દ લખી બાળકો પાસે વંચાવે છે.

બાળકો મધ વાંચે છે.

શિ.—**મધ** ઉપરથી મધુ કેમ લખાય, તે હું તમને શીખવું છું.

જુઓ, પાટિયાપર હું **મધુ** શબ્દ લખુંછું.

**મધ** અને **મધુ** લખવામાં શો ફેર જણાય છે?

બા.—મધુમાં ધ નીચે ( ુ ) આવું સાતડા જેવું છે. મધમાં તેવું નથી.

શિ.—**મધ** અને **મધુ**માંથી **મ** કાઢી નાંખતાં બાકી શું રહે?

બા.—ધ અને ધુ.

શિ.—ધ અને ધુ બોલવામાં તમને કાંઈ ફેર જણાય છે?

બા.—હા, ધ એકલો બોલાય છે, ને ધુ બોલવામાં છેલ્લે ઉ જેવું બોલાય છે.

શિ.—તમારું કહેવું ખરું છે, પણ તમો **ઉઊ** શીખી ગયા છો તેમાંથી ધુમાં કયું બોલાય છે? બા.—તે તો અમે જાણતા નથી.

શિ.—ધુ બોલવામાં ધની સાથે પહેલું એટલે હ્રસ્વ (ટૂંકું) ઉ બોલાય છે. ધુમાં ધ ની નીચે ( ૢ ) આવી સાતડા જેવી નિશાની છે તે હ્રસ્વ **ઉ** ની છે. કહો ત્યારે, ધ્ ને હ્રસ્વ ઉ મળી શું બોલાય છે? બા.—ધુ.

શિ.—ત્યારે ક્, ખ્, વગેરેને હ્રસ્વ ઉ લગાડી બોલી તથા લખી બતાવો. બા.—ક્ ને હ્રસ્વ ઉ કુ, વગેરે.

---

પાઠ ૫ માની શરૂઆતમાં દીર્ઘ (લાંબું) **ઊ** શીખવતી વખત શિક્ષક બાળકોને કહેછે, કે મારા બોલવા પર બરાબર ધ્યાન આપો.

એ પ્રમાણે કહી શિક્ષક ભુ તથા ભૂ અક્ષર બોલે છે.

શિ.—મારા બોલવામાં તમને શો ફેર જણાય છે?

બા.—એકવાર ભુ તમે ટૂંકામાં બોલોછો, બીજી વાર લંબાવીને બોલો છો.

શિ.—તે બોલવામાં જેમ ફેર છે તેમ લખવામાં પણ ફેર છે. ટૂંકામાં બોલવાનું **ભુ** આમ લખાય છે, ને લંબાવીને બોલવાનું **ભૂ** આમ લખાય છે. તમે ( ઉ ઊ ) આવાં બે જાતનાં શીખ્યા છો. પહેલું હ્રસ્વ ( ટૂંકું ) ઉ ને બીજું દીર્ઘ (લાંબું) **ઊ**. **ભૂ** માં **ભ** ની સાથે જે ( ૂ ) આવી નિશાની છે, તે દીર્ઘ **ઊ** ની છે. કહો, ભ્ ને દીર્ઘ ઊ મળવાથી તમે કેમ વાંચશો?

બા.—આવું **ભુ** વાંચતા તેના કરતાં આ **ભૂ** વધારે લંબાવીને વાંચીશું.

શિ.—ક્, ખ્, વગેરેને તે પ્રમાણે દીર્ઘ ઊ લગાડી બોલી તથા લખી બતાવો? બા.—ક્ ને દીર્ઘ ઊ કૂ, વગેરે.

---

પાઠ ૬ ઠ્ઠાની શરૂઆતમાં **એ** શીખવતી વખત શિક્ષક કાળા પાટિયાપર તલ શબ્દ લખવાનું બાળકોને કહેછે.

બાળકો **તલ** લખેછે.

શિ.—**તલ** ઉપરથી **તેલ** કેમ લખાય, તે હું **તમને** લખી બતાવું છું.

જુઓ, પાટિયાપર હું **તેલ** લખુંછું.

**તલ** અને **તેલ** લખવામાં શો ફેર જણાય છે?

બા.—તેલમાં તના ઉપર ત્રાંસી લીટી છે. તલમાં તેવું કાંઈ નથી.

શિ.—તે ત્રાંસી લીટીનું નામ માત્રા છે. **તલ** અને **તેલ** શબ્દમાંથી **લ** કાઢી નાંખીએ તો બાકી શું રહે? બા.—ત અને તે.

શિ.—**ત** માં શું ભળવાથી **તે** થાયછે? બા.—એક* માત્રા.

શિ.—ક, ખ, વગેરેને એક માત્રા લગાડી બોલી તથા લખી બતાવો. બા.—કને એક માત્રા કે, વગેરે.

---

પાઠ ૭ માની શરૂઆતમાં **ઐ** શીખવતી વખત શિક્ષક બાળકોને કાળા પાટિયાપર દેવ શબ્દ લખવાનું કહેછે.

બાળકો **દેવ** શબ્દ લખેછે.

શિ.—**દેવ** ઉપરથી **દૈવ** કેમ લખાય તે હું તમને શીખવું છું. જુઓ પાટિયાપર હું દૈવ શબ્દ લખું છું.

**દેવ** અને **દૈવ** લખવામાં શો ફેર જણાય છે?

બા.—દેવમાં દ ઉપર એક માત્રા છે. દૈવમાં દ ઉપર બે માત્રા છે.

---

* **તે** બોલવામાં ત્ ની સાથે **એ** બોલાય છે, તે ઉચ્ચાર પરથી આગળ ઉપર **એ** નીજ માત્રા છે, એમ પણ સમજાવવું.

શિ.—**દેવ** અને **દૈવ** માંથી **વ** કાઢીનાંખતાં બાકી શું રહે?

બા.—દે અને દૈ.

શિ.—દમાં શું ભળવાથી દૈ થાયછે? બા.—બે[1] માત્રા.

શિ.—ત્યારે ક, ખ વગેરેને બે માત્રા લગાડી બોલી તથા લખી બતાવો. બા.—કને બે માત્રા કૈ, વગેરે.

---

પાઠ ૮ માની શરૂઆતમાં **ઓ** શાખવતી વખત શિક્ષક કાળા પાટિયાપર કાકા શબ્દ લખવાનું બાળકોને કહેછે.

બાળકો **કાકા** લખે છે.

શિ.—**કાકા** ઉપરથી કાકો કેમ લખાય, તે હું તમને શાખવું છું. જુઓ, પાટિયાપર હું **કાકો** લખું છું.

**કાકા** અને **કાકો** લખવામાં કેટલો ફેર પડયો?

બા.—કાકા શબ્દમાં છેલ્લા કા ઉપર એક માત્રા વધવાથી કાકો થયો છે.

શિ.—**કાકો** શબ્દ એમાંથી **કા** કાઢી નાંખતાં બાકી શું રહે? બા.—કો.

શિ.— કમાં શું ભળવાથી કો થયો છે?

બા.—કાનો એક માત્રા.[2]

શિ.—તે પ્રમાણે ખ, ગ, વગેરેને કાનો એક માત્રા લગાડી બોલી તથા લખી બતાવો. બા.—ખને કાનો માત્રા ખો, વગેરે.

---

પાઠ ૯ માની શરૂઆતમાં **ઔ** શીખવતી વખત શિક્ષક બાળકોને પ્રશ્ન કરેછે, કે તેરને એક? બા.—ચૌદ.

શિ.—ચૌદ પાટિયાપર લખી બતાવો.

બાળકો ૧૪ આ પ્રમાણે લખી બતાવે છે.

શિ.—એ પ્રમાણે આંકડાથી[3] નહિ, પણ જુઓ, પાટિયા-

---

૧. **દૈ** બોલવામાં દ્ની સાથે **ઐ** બોલાયછે, તેનીજ બે માત્રા છે તે આગળ ઉપર સમજાવવું.

૨. **કો** બોલવામાં ક્ની સાથે **ઓ** બોલાયછે, તેનાંજ કાનો માત્રા છે, તે પણ આગળ ઉપર સમજાવવું.

૩. અક્ષર અને આંકડાનો ભેદ સમજાવવો.

પર હું અક્ષરથી **ચૌદ** લખું છું. તે પ્રમાણે તમે તમારી સ્લેટમાં લખો. બાળકો પોતાની સ્લેટમાં **ચૌદ** લખે છે.

શિ.—તમે **ચૌદ** લખ્યા છે, તેમાંથી છેલ્લો દ કાઢી નાંખીએ તો બાકી શું રહે? બા.—ચૌ.

શિ.—**ચ**માં શું ભળવાથી **ચૌ** થાય છે? બા.— કાનો[1] બે માત્રા.

શિ.—ત્યારે ક, ખ, વગેરેને કાનો બે માત્રા લગાડી બોલી તથા લખી બતાવો. બા.—કને કાનો બે માત્રા કૌ, વગેરે.

---

પાઠ ૧૦ માની શરૂઆતમાં હ્રસ્વ (ટૂંકી) ઇ શીખવતી વખત શિક્ષક બાળકોને કહે છે, કે મારા બોલવાપર બરાબર ધ્યાન આપો.

એ પ્રમાણે કહી, શિક્ષક હરી તથા હરિ શબ્દ બોલે છે.

શિ.—મારા બોલવામાં તમને શો ફેર જણાય છે?

બા.—હરી શબ્દમાં એકવાર રી તમે લંબાવીને બોલો છો, ને બીજી વાર ટૂંકામાં બોલો છો.

શિ.—તમારું કહેવું ખરું છે. હરી શબ્દમાં રી લંબાવીને બોલતાં જેમ **હરી** આમ લખાય છે, તેમ ટૂંકેથી બોલતાં **હરિ** આમ લખાયછે તેનું કારણ હું તમને કહું છું. તમે (ઇ ઈ) શીખી ગયા છો. પહેલી હ્રસ્વ (ટૂંકી) અને બીજી દીર્ઘ (લાંબી). હરીમાં દીર્ઘ ઈ જેમ **(ી)** આમ લખાય છે, તેમ **હરિ**માં હ્રસ્વ (ટૂંકી) ઈ **(િ)** આમ લખાય છે. કહો ત્યારે, ર્ ને હ્રસ્વ ઈ મળવાથી તમે કેવી રીતે બોલશો?

બા.—**રી** આવી બોલતાં તેના કરતાં ટૂંકેથી બોલીશું,

શિ.—ત્યારે ક્, ખ્, વગેરેને હ્રસ્વ ઈ લગાડી બોલી તથા લખી બતાવો. બા.—ક્ને હ્રસ્વ ઇ કિ, વગેરે.

---

૧. **ચૌ** બોલવામાં ચ્ ભેળો **ઔ** બોલાયછે, તેનાંજ કાનો બે માત્રા છે તે આગળ ઉપર સમજાવવું.

મૂળાક્ષર.

# અ, આ, ઇ, ઈ, ઉ, ઊ,

# એ, ઐ, ઓ, ઔ, અં, અઃ

# ક, ખ, ગ, ઘ, ઙ;

# ચ, છ, જ, ઝ, ઞ;

# ટ, ઠ, ડ, ઢ, ણ;

# ત, થ, દ, ધ, ન;

# પ, ફ, બ, ભ, મ;

# ય, ર, લ, વ;

# શ, ષ, સ;

# હ, ળ.

પાઠ ૧.

ઘર.



રથ.



બળદ.



તલ. મગ. વડ. પગ. ભર. મધ.

હળ.



બતક.



મગર.



હરણ.



ઘંટ. શંખ. રંગ. ચાંગ.

## પાઠ ૨.—ભાગ ૧.

ક્ + આ = ક + ા = કા.

# મા. બા. ભા. જા.

| | | |
|---|---|---|
| બા, ખા. | ભા, જા. | મા, પા. |
| મા, જા. | બા, ગા. | ભા, ખા. |

## પાઠ ૨.—ભાગ ૨.

| | | | |
|---|---|---|---|
| મામા. | ભાઈ. | દાણા. | ચાર. (૪) |
| કાકા. | નાક. | ગાય. | સાત. (૭) |
| બાપા. | કાન. | છાશ. | આઠ. (૮) |
| દાદા. | હાથ. | ઘાસ. | બાર. (૧૨) |
| તાતા. | રાજા. | લાલ. | ભાત. |

## પાઠ ૨.—ભાગ ૩.

| | |
|---|---|
| મા, તાતા આપ. | મા, છાશ આપ. |
| બા, મામા ગયા. | ભા, ભાત ખા. |
| આ ભાત ખા. | બા, તલ આપ. |
| ગાય, ઘાસ ખા. | ભાઈ, કાકા ગયા. |

પાઠ ૨.—ભાગ ૪.

## આંખ. ખાંડ. દાંત. પાંચ.

| | |
|---|---|
| બા, ખાંડ આપ. | રામા, આંક લખ. |
| ભાઈ, ઘરમાં જા. | પાંચ સતાં ૩૫. |
| મા, આંખ આંજ. | પાંચ અઠાં ૪૦. |
| ભાઈ, પાઠ વાંચ. | પાંચ નવાં ૪૫. |

પાઠ ૩.—ભાગ ૧.

ક્ + ઈ = ક + ી = કી.

## ઘી. બી. પી.

| | | |
|---|---|---|
| બા, પી. | બા, પી જા. | મા, ઘી ખા. |
| બા, ઘી ખા. | જા, મા પી. | બા, બી ખા. |

પાઠ ૩.—ભાગ ૨.

| | | | |
|---|---|---|---|
| કાકી. | ભાભી. | ખીર. | ગીત. |
| મામી. | દાદી. | પાણી. | લીટી. |
| માશી. | માખી. | હાથી. | કીડી. |

### પાઠ ૩.—ભાગ ૩.

| | |
|---|---|
| બા, પાણી પી. | મા, ઘી આપ. |
| માશી આવી. | છાશ ખાટી લાગી. |
| ભાભી ગઈ. | બા, માખી આવી. |
| મામી ઘી લાવી. | બારી બંધ કર. |
| ભાઈ, ખીર ખા. | મા, કાકી આવી. |
| પછી પાણી પી. | કાકી કાંઈ લાવી? |
| બા, ખીર ખાધી. | હા, મધ લાવી. |

---

### પાઠ ૩.—ભાગ ૪.

જ્ની સાથે દીર્ઘ ઈ નીચે પ્રમાણે મળે છે:—

જી. જીજી. જીભ. ભાજી.

| | |
|---|---|
| જી, આ બી ખા. | ભાઈ, જી આવી. |
| બા, જીજી આવી. | બા રાજી થઈ. |
| જીજી, ગીત ગા. | માશી ભાજી લાવી. |

પાઠ ૪.—ભાગ ૧.

રીંછ. 

વીંછી. 

ભીંત. ભીંડા. શીંગ. વીંટી.

---

ર + ઉ = ર + ુ = રુ.

લાડુ. લીંબુ. વહુ.

| | |
|---|---|
| ભાઈ, વાળુ કર. | કાકાની વહુ કાકી. |
| જી, લાડુ આપ. | મા, માશી આવી. |
| આજ લાડુ નથી. | માશીલીંબુલાવી. |

| | | | |
|---|---|---|---|
| ૦૦<br>૦૦<br>૦૦<br>૦૦ | ચારદુ આઠ. | ૦૦<br>૦૦<br>૦૦<br>૦૦<br>૦૦ | પાંચદુ દશ. |

જની સાથે ઉ નીચે પ્રમાણે જોડાય છે:—

જુ. કાજુ. મા, કાજુ આપ.

---

પાઠ ૪.—ભાગ ૨.

હું. માથું. શું.

તું. મીઠું. વાજું.

છું. મીંડું. ખાટું.

હું ગામ જાઉં?

હા, તું જા.

બા, તું પાણી પી.

૦ આનું નામ મીંડું.

મા, મીઠું આપ.

ભાઈ, આપુંછું.

બા, વાજું વગાડ.

હું લાડુ ખાઉંછું.

---

### પાઠ ૪.—ભાગ ૩.

રની સાથે ઉ = રુ આ પ્રમાણે મળે છે.

| | |
|---|---|
| બા, લીંબુ આપ. | તારું નાક બતાવ. |
| ભાઈ, આપું છું. | બા, વાજું આપ. |
| તારું નામ શું? | નાનું વાજું આપું? |
| મારું નામ મગન. | હા, નાનું આપ. |

### પાઠ ૫.

ક્ + ઊ = ક + ૂ = કૂ.

ભૂ.

| | |
|---|---|
| ભૂ પા. | બા, ભૂ પી. |
| મા, ભૂ પા. | તું ભૂ પી. |

| | | | |
|---|---|---|---|
| દૂધ. | ફૂલ. | ભૂખ. | ધૂળ. |
| પૂરી. | મૂઠી. | બૂમ. | શૂળ. |

| | |
|---|---|
| હું ભૂખી છું. | મારું ફૂલ આપ. |
| આ પૂરી ખા. | માશી દૂધ લાવી. |
| આ તું દૂધ પી. | ભાઈ, મૂઠી વાળ. |

રૂની સાથે ઊ = રૂ આ પ્રમાણે મળે છે.

ભાઈ, રૂ આપ.

બા, રૂનું શું કરીશ?

ભાઈ, રૂની વાટ કરીશ.

બા, આ રૂ લઉં?

સૂંઠ.

મા, સૂંઠ તીખી લાગી.

જા ભાઈ, પાણી પી.

---

પાઠ ૬.—ભાગ ૧.

ક્ + એ = ક + ે = કે.

એ. લે. તે. દે. છે.

એ બી છે. આ ભૂ છે. મા, ઘી દે.

તું તે લે. તું તે પી. બા, બી લે.

---

પાઠ ૬.—ભાગ ૨.

| | | | |
|---|---|---|---|
| એક. | દેવ. | રેતી. | તેર. (૧૩) |
| કેરી. | હેત. | તેલ. | લેખણ. |
| બેન. | શેઠ. | મેથી. | ખેતર. |
| આપે. | પેટી. | ઘેટું. | શેરડી. |

પાઠ ૬.—ભાગ ૩.

| | |
|---|---|
| મા, મને કેરી આપ | બા, માને કહે; |
| કેરીને શું કરીશ? | મને શેરડી આપે. |
| મારે ખાવી છે. | બેન ભૂખી છે. |
| આ પાકી કેરી લે. | તેને બે પૂરી દે. |
| ભાઈ દડે રમે છે. | ભાઈ, પેટી ઊઘાડ. |
| ખેડુ ખેતર ખેડે છે. | પછી લેખણ લાવ. |
| એક ગાય બેઠી છે. | બાપા, લેખણ આ |
| બીજી ગાય સૂતી છે | રહી. |

### પાઠ ૬.—ભાગ ૪.

તારે ઘેર શું હતું?
મારે ઘેર લાડુ હતા.
મને એક લાડુ આપીશ?
હા, તને એક આપીશ.

શેઠ ઘેર જાયછે.
એ તેલ મારું છે.
એ તેલ હું લઉં?
હા, તું તેલ લે.
બા, મને તેલ આપ.

બાર ને એક તેર થાય.
ભાઈ–બેન ઉપર હેત રાખવું.
સવારમાં ઊઠીને દેવનું નામ લેવું.

---

### પાઠ ૬.—ભાગ ૫.

## ભેંસ.

## મેંદી.

મારે ઘેર કેરી છે.
તેં કેરી ખાધી છે?
હા, મેં ખાધી છે.
મારે ઘેર ભેંસ છે.
તે ઘણું દૂધ દેછે.

ભાઈ, દડાને ફેંક.
નગારું ધેંધેં વાગેછે.
મા, મને મેંદી મૂક.
મેંદી બાગમાં છે.
જા તું લઈ આવ.

---

### પાઠ ૭.

ક્ + ઐ = ક + ૈ = કૈ.

ઈછયાં. પૈસો.

તૈયાર. બૈરાં.

થૈથૈ. હૈયું.

રાજા બાગમાં જાયછે.

ગાડી તૈયાર રાખી છે.

નાનાં બાળક થૈથૈ કરેછે.

બૈરાં વાત કરેછે.

પૈસા તાંબાના થાયછે.

ભણતર હૈયે રાખવું.

---

### પાઠ ૮.—ભાગ ૧.

ક્ + ઓ = ક + ો = કો.

ઘોડો.



# પોપટ.



| | | | |
|---|---|---|---|
| હોઠ. | મોર. | બોર. | ઢોલ. |
| ડોક. | ટોપી. | દોરી. | સોની. |
| ગોળ. | તોપ. | ઝોળી. | ધોબી. |

પાઠ ૮.—ભાગ ૨.

હું ગોળ લઉં?
હા, તું ગોળ લે.
મા, ઢોલ વાગેછે.

હું જોવા જાઉં?
હા, જા.
છોટાને સાથે તેડી જા.
છોટાભાઈ, ચાલો.

બેન, આ ટોપી છે.
ભાઈ, તારે માથે મૂક.
મારી ડોકમાં માળા છે.
બા, જો મોર છે.
તે મોર નાચેછે.
પતંગની દોરી લાવ.

પાઠ ૮.—ભાગ ૩.

બાપા, પાણી પીઓ.

રાજાની ઘોડા ગાડી આવી.

ઘોડા દોડતા આવે છે.

મોતી જોવા જાય છે.

ભાઈ, તું સાથે જા.

મોતીની ખબર રાખજે.

તેં તોપ જોઈ છે?

હા, આ પણ એક તોપ છે.

# તોપ.



ધોબી લૂગડાં ધૂએછે.

સોની સોનું ઘડેછે.

લુહાર લોઢું ઘડેછે.

સોનાનો રંગ પીળો છે.
રૂપાનો રંગ ધોળો છે.
તાંબાનો રંગ રાતો છે.

---

પાઠ ૮.—ભાગ ૪.

ઝોળી પોળી પીપળ પાન,
ફોઈ પાડે છે પોપટ નામ.

---

મોં. ભોંય. પોંક.

નાની બેન ભોંયપર બેઠીછે.
બેઠી બેઠી ઘઉંનો પોંક ખાયછે.
મેં જાર બાજરીનો પોંક ખાધોછે.
ભાઈ, મોં રોજ સાફ રાખવું.

---

પાઠ ૯.

ક્ + ઔ = ક + ૌ = કૌ.



# કાકાકૌવા.



# કોયલ.

કાકાકૌવા બોલેછે.

કોયલ ટૌકા કરેછે.

સૌએ સંપીને રહેવું.

તેરને એક ચૌદ થાય.

પાઠ ૧૦.

ક્ + ઈ = ક + િ = કિ.

હરિ. નિશાળ.

દિવસ. ગિરધર.

બિલાડી.



શિયાળ.



સિંહ.



હરિ, નિશાળમાં જા.

ભાઈ, વાત કર નહિ.

બિલાડી ઘરમાં આવી.

ગિરધર, બાગમાં જા.

સિંહ વનનો રાજા છે.

---

પાઠ ૧૧.

ભાઈ, તારે કેટલાં માથાં છે?

મારે એક માથું છે.

તારે પગ કેટલા છે? બે.

કોઈને ચાર પગ હોય?

હા, ઢોરને ચાર પગ હોય.

તેં ઢોર દીઠાં છે?

હા; ગાય, ભેંસ, પાડો, બળદ, એ જોયાં છે.

---

પાઠ ૧૨.

બાપા ! કૂતરો, બિલાડી, ઘોડો, ગધેડો, એ ઢોર કહેવાય?

ના ભાઈ, એ બધાં ચાર પગનાં છે, પણ તેને ઢોર કહેતા નથી.

એ બધાંને પશુ કહેછે.

ઘેટો, વાંદરો, એ પણ પશુ છે.

ચકલી, કાગડો, કબૂતર, પોપટ, એ બધાંને બે પગ ને બે પાંખ છે.

પાંખથી ઊડે તેને શું કહે? પંખી.

પંખીમાં પોપટ રૂપાળો છે, વળી તે મીઠું મીઠું બોલેછે, તેથી માણસો તેને પોતાને ઘેર પાળેછે.

---

પાઠ ૧૩.

માણસો બોલેછે.
ચકલી ચીંચીં કરેછે.
કાગડા કાકા કરેછે.
કૂતરા ભસેછે.
હાથી ચીસ પાડેછે.
ગાય બરાડેછે.
ઘોડા ખોંખારેછે.
ઊંટ ગાંગરેછે.

---

માણસો મોંથી ખાવું ખાયછે,
પાણી પણ મોંથી પીએછે,
હોઠથી ચૂસેછે,
જીભથી ચાટેછે,
દાંતથી કટકા કરેછે,
દાઢથી ચાવેછે.

---

પાઠ ૧૪.

તારે કેટલા ભાઈ છે?

મારે પાંચ ભાઈ છે.

બાપા તમારે કેટલા ભાઈ છે?

મારે એક ભાઈ છે,

તે તારા કોણ થાય?

તે મારા કાકા થાય.

બાપા, ફોઈ તે કોણ?

મારી બેન તે તારી ફોઈ થાય.

બા, મામા માશી તે કોણ?

માના ભાઈ તે મામા થાય,

માની બેન તે માશી કહેવાય.

બા, મામી તે કોણ?

ભાઈ, મામાની વહુ તે મામી થાય.

## પાઠ ૧૫. બિલાડી.




જો બા, બિલાડી આવી. તેની પૂછડી કેવી લાંબી છે! ચામડી ઉપર પટા છે. પૂછડી આમતેમ હલાવેછે. બા, મામાને ઘેર ધોળી બિલાડી છે. કાળી બિલાડી પણ મેં જોઈ છે. બિલાડીની આંખ બહુ ચળકતી છે. ભાઈ, બિલાડી અંધારામાં પણ દેખેછે. ખાતી વખત આંખ મીંચી જાયછે. બિલાડીને દેખી ઊંદર સંતાઈ જાયછે. જો, ઊંદર સામી કેવી તાકી રહી છે!

કૂતરાને દેખી બિલાડી નાસેછે. નાસવાની જગા ન હોય તો બિલાડી ફૂંફૂં કરતી ચીસ પાડી કૂતરા સામી થાયછે. લાગ ફાવે તો નાશી જાયછે. બિલાડીને વાઘ મળતાં આવેછે, તેથી માણસો બિલાડીને વાઘની માશી કહેછે.

પૂછડી. ચામડી. ચળકતી. મીંચી.
ઊંદર. ચીસ.



## પાઠ ૧૬. રમકડાં.



ભાઈ, મારી સાથે ચાલો. તમે રમકડાંની દુકાન જોઈ છે? હા. તેમાં તમે જે જે રમકડાં જોયાં હોય તેનાં નામ બોલો. ભમરડા, ચકરડી, પૂતળી, ઘૂઘરા અને ઘંટી. તમને ચકરડી ફેરવતાં આવડેછે? હા; નાનાભાઈ આગળ ઘણી વખત ફેરવું છું. આ રહી રમકડાંની દુકાન. મને એક પૂતળી અપાવો. આવતી કાલે અપાવીશ. આજ તો સાંજ પડવા આવી માટે ઘેર જઇએ. બાપા, કાશી બેન બહુ ડાહી છે. તે ઘેર બેઠી બેઠી માટીના ઘોડા, હાથી, બનાવેછે. તેનાથી પોતે રમેછે, ને નાનાં છોકરાંને રમાડેછે. બાપા કહે, વાહ! કાશી બેન તો બહુ ડાહી. ચાલો ચાલો મને પણ કાશી બેનનાં રમકડાં બતાવો.

ભમરડા. ચકરડી. પૂતળી. ઘૂઘરા. ઘંટી.

## પાઠ ૧૭. શેરડી અને કોલુ.



જુઓ બાપા, કાકાના છગન પાસે શેરડીનો સાંઠો છે. મને પણ શેરડી અપાવો. ભાઈ, મારી સાથે ચાલ; તને શેરડી અપાવું. બાપા, રાતી શેરડી મેં ઘણી વખત ખાધી છે, માટે આજ તો ધોળી શેરડી અપાવો. ચાલતાં ચાલતાં મગન કહે, બાપા, બધી શેરડી માણસ ખાઈ જતાં હશે? ના ભાઈ, શેરડી પાકે એટલે કોલુવતી પીલી તેમાંથી રસ કાઢેછે. તે રસમાંથી ગોળ, ખાંડ ને શાકર થાયછે.

જનાવર શેરડી ખાતાં હશે? હા; જનાવરને

પણ શેરડી મીઠી લાગેછે. હાથી સૂંઢવતી શેરડીના સાંઠા ભાંગી મોંમાં મૂકેછે. વાંદરાં માણસની પેઠે ખાયછે. શિયાળ શેરડીના વાઢમાં પેશી ઊભા સાંઠા ચૂસેછે. ઊંદર શેરડીને કાતરી કાતરીને ખાયછે.

કોલુ. સૂંઢ. વાઢ. ચૂસેછે.

---

પાઠ ૧૮. ઘેટું.



કાશી બેન, જો આ ઘેટું છે. નાના ઘેટાને મેંઢું કહેછે. ચાલ તને બતાવું. ઘેટાં બહુ ગરીબ છે. તે કોઈને દુખી કરતાં નથી. ભરવાડ ઘેટાંને વગડામાં ચરવા લઈ જાયછે. ચરતાં ચરતાં વધારે તડકો થાય એટલે ઘેટાં ટોળે મળી નીચાં મોં રાખી હાંફેછે. ઘેટાંનાં શરીર પર ઊન છે, તેથી તેને ટાઢ વાતી નથી. ઊનાળામાં તે ઊન ભરવાડ કાતરી લેછે.

તેનાં લૂગડાં વણેછે. ઊનનાં લૂગડાં ટાઢમાં વહાલાં લાગેછે.

આ ઘેટું ધોળું છે, કાળાં ઘેટાં પણ હોયછે. ઘેટાંને શીંગડાં તમે જોયાં છે? હા; કેટલાંક ઘેટાંને શીંગડાં હોયછે, ને કેટલાંકને નથી હોતાં. બકરી જેમ દૂધ દેછે, તેમ ઘેટી પણ દૂધ આપેછે.

વગડામાં. ભરવાડ. હાંકેછે. ઊન.
ઊનાળામાં. લૂગડાં. શીંગડાં.

---

પાઠ ૧૯. કૂકડી.



## બચ્ચાં.

આ એક કૂકડી અને તેનાં બચ્ચાં છે. કૂકડીની પાછળ તે કેવાં દોડેછે! કૂકડી પગ-

વતી કચરાના ઢગલા તથા જમીન ખોતરેછે, તેમાંથી તેનાં બચ્ચાં ઝીણાં જીવડાં તથા દાણા ચણી ખાયછે.

કૂકડી પોતાનો માળો ઝાડપર બાંધતી નથી, પણ તે જમીનપર રહેછે. તેની રહેવાની જગાને ખડો કહેછે. તે કોઈ વખત ઘાસના ઢગલામાં કે બીજે ઠેકાણે પોતાની મેળે બનાવેછે; વખતે તેનો ધણી માટીનો ચણી આપેછે. કૂકડી તેમાં ઈંડાં મૂકેછે. તે ઈંડાંમાંથી બચ્ચાં નીકળેછે.

કૂકડાના માથાપર લાલ માંજર હોયછે.



કૂકડીને માંજર ન હોય. કૂકડો દરરોજ સવારે, બપોરે ને સાંજે કૂકડેકૂ બોલેછે. તેથી માણસોને વખતની ખબર પડેછે.

ખડો. ઈંડાં. માંજર.

## પાઠ ૨૦. છોકરા રમેછે.



જુઓ, છોકરા ભણીને રમેછે. કેવા ખુશી થાયછે? કોઈ કૂદેછે, કોઈ દોડેછે, કોઈ દડો ફેંકેછે. એક છોકરો તો બહુ કૂદેછે. જમીન-પર પગ પણ પૂરો મૂકતો નથી. એક છોકરો જાડો છે, તે બહુ દોડી શકતો નથી. જુઓ, તે દોડતાં દોડતાં પડી ગયો. પાછો ઊઠીને દોડેછે. રામલાલ! રમવાથી મન રાજી રહેછે, હાથ પગ છૂટા થાયછે ને શરીર પણ સારું રહેછે. બાપા, મને પણ રમવું બહુ ગમેછે. બહુ સારું ભાઈ, તમે નાના છો; માટે રમો, કૂદો, દોડો;

પણ આખો દિવસ રમશો નહિ. જે છોકરા આખો દિવસ રમે ને ભણે નહિ, તે ઠોઠ રહે-છે. ભાઈ, રમવું ને ભણવું સાથે છે માટે રમવામાં ભણવું ભૂલશો નહિ.

કૂદેછે. શરીર. છૂટા. ઠોઠ. ભૂલશો.

---

## પાઠ ૨૧. ઝાડ.



છોકરાં તમે ઝાડ તો દીઠાં હશે? હા; આં-બો, વડ, પીપર, પીપળો, બોરડી, એ બધાં અમે જોયાં છે. આ ઘરપાસે આમલીનું ઝાડ છે તે જુઓ. આમલીનાં પાંદડાં નાનાં થાયછે.

ઝાડનો જે ભાગ જમીનમાં હોય તેને મૂળ કહેછે. વચલા ભાગને થડ કહેછે. થડ ઉ-પર મોટી મોટી ડાળીઓ છે. મોટી ડાળી-માંથી નાની નાની ડાળીઓ નીકળેછે. નાની ડાળી ઉપર પાંદડાં છે, તેમાં ફૂલ ને પછી ફળ આવેછે. બોરડીને બોર, આંબાને કેરી ને કેળને કેળાં આવેછે. કોઈ ઝાડનાં ફળ મોટાં ને કોઇનાં નાનાં હોયછે. આંબો એ ઝાડ, આંબાનો મોર એ તેનાં ફૂલ, ને કેરી એ આં-બાનું ફળ છે.

આંબો. પીપર. પીપળો. બોરડી.
આમલી. મૂળ. ડાળીઓ. ફળ. મોર.

---

પાઠ ૨૨. મોર.



ત્યારે

જુઓ, આ મોર છે. તેને પાંખો છે પણ બીજાં પંખીનાં જેટલું તે ઊડી શકતો નથી. ઝાડનાં ઝુંડમાં રહેવું તેને બહુ ગમેછે.

મોરને વરસાદ બહુ વહાલો લાગેછે. વરસાદ ગાજે એટલે મોર મોટા અવાજથી બોલેછે, તે અવાજ સાંભળી આસપાસના મોર સામા અવાજ કરેછે. મોર ખુશીમાં હોય ત્યારે પોતાનાં પીછાં ઊભાં કરી કળા કરે, ને નાચેછે. મોરનાં પીછાં તમે દીઠાં હશે? તેમાં કેવા ચળકતા ચાંદલા છે! નાનાં છોકરાં તે પીછાં જોઈ રાજી થાયછે. મોર સાપને મારેછે, તેથી મોરને જોઈ સાપ નાસેછે. મોર કરતાં ઢેલ નાની હોયછે. ઢેલનાં ઈંડાં બહુ રૂપાળાં હોયછે.

પંખી. ઝુંડ. વહાલો. અવાજ. પીછાં. કળા. ચળકતા. ચાંદલા. સાપ. ઢેલ. રૂપાળાં.

---

### પાઠ ૨૩. સમજુ છોકરો.

સમજુ છોકરો વહેલો ઊઠી નિશાળે જાયછે. પોતાનાં માબાપ તથા મહેતાજી કહે તેમ કરેછે. તે રોજ સાચું બોલેછે. ખાવાનું લેવા સારૂ હઠ કરતો નથી. પોતાનો પાઠ વહેલો વહેલો કરી લેછે. ખરાબ છોકરો નિશાળે જતાં રડેછે. માબાપ તથા મહેતાજી કહે તેમ કરતો નથી ને હઠ કરેછે, તેથી માર ખાયછે. પોતાનો પાઠ

બરાબર કરતો નથી ને જૂઠું બોલેછે. આવા છોકરા પાડોશી સાથે પણ લડેછે, ને તેમને ગાળો દેછે. ખરાબ છોકરા નાનપણમાં આવી ટેવ રાખેછે, તેથી મોટપણમાં દુખી થાયછે, ને રઝળી રખડીને પોતાનું પેટ ભરેછે. છોકરા નાનપણમાં સારી ટેવ રાખે તો મોટપણમાં સુખી થાય.

મહેતાજી. હઠ. જૂઠું. પાડોશી. દુખી.
ટેવ. સુખી. નાનપણ. મોટપણ.

---

### પાઠ ૨૪. ગાય.



જો આ, ગાય આવી. તેને ખાવાનું આપું?

શું આપીશ ભાઈ? પેલો રોટલો આપું બા? ના ભાઇ, રોટલાથી એનું પેટ ન ભરાય. ત્યારે ગાય શું ખાતી હશે? એ તો ઘાસ ખાય, માટે થોડું ઘાસ નાંખ. ગાય રોટલાએ ખાય, પણ તેને રોટલા કોણ કરી આપે? વરસાદ વરસે તેથી ઘાસ ઊગેછે, તે ઘાસ ચરવા ગાય રોજ બહાર જાયછે. ઘાસ ચરી આવીને આપણને મીઠું દૂધ આપેછે. ગાયનું દૂધ પીવું બહુ ગમેછે. છોકરાં નાનપણમાં માનું દૂધ પીએછે. મોટાં થયા પછી ગાયનું દૂધ પીએછે, માટે બધાં માણસે ગાય ઉપર હેત રાખવું જોઇએ.

ગાયના બચ્ચાને વાછરડું કહેછે. ગાય ચરીને ઘેર આવે તે વખત પોતાના વાછરડાને ચાટીને પોતાનું હેત જણાવેછે. ગાય બોલેછે? ના, તે બરાડેછે.

રોટલો. વરસાદ. હેત. વાછરડું.

---

## પાઠ ૨૫. ભેંસ.



તમે ભેંસ જોઈછે? હા, ઘણીએ. કહો, તેનો રંગ કેવો હોયછે? ભેંસનો રંગ કાળો હોયછે. ભેંસનું શરીર જાડું પણ પગ ટૂંકા છે. તેની ડોક ગાયના જેટલી લાંબી પણ જાડી વધારે છે. ગાયની ડોકે ગોદડી લટકતી હોયછે, ભેંસને તેવી ગોદડી નથી. શીંગડાંમાં પણ ફેર છે, ગાયનાં શીંગડાં ગોળ ને ભેંસનાં ચપટાં છે. ગાય કરતાં ભેંસ વધારે દૂધ દેછે. ભેંસના દૂધમાં ગળપણ વધારે હોયછે. ભેંસ બહુ દોડી શકતી નથી. તેને તડકામાં રહેવા કરતાં પાણીમાં પડી રહેવું બહુ ગમેછે. નદી, તળાવ, કે પાણીથી ભરેલા ખાડા દેખે એટલે ઝટ તેમાં પેશી જાયછે. ઘણું પાણી હોય તો ભેંસ તેમાં ઊભી રહેછે, વખતે તરેછે; થોડું પાણી હોય તો બેશી જાયછે, પણ મોં પાણીની બહાર રાખેછે.

ટૂંકા. ગોદડી. ચપટાં. નદી. તળાવ. ખાડા.

## પાઠ ૨૬. ઘી.



તમે ઘી ખાધું છે? હાવે, અમે રોજ ઘી ખાઇએછીએ. ઘી શામાંથી થાય? માખણને તાવે એટલે ઘી થાય. મારી મા રોજ માખણ તાવેછે. અમે રોજ તાજું ઘી ખાઇએછીએ. તાજું ઘી બહુ સારું લાગેછે. મારે ઘેર એક ભેંસ ને એક ગાય છે, તે ઘણું દૂધ દેછે. દૂધને ઊનું કરી માંહે જરા છાશ નાંખે એટલે કેટલીક વારે દહીં થાયછે. દહીંને ગોળીમાં નાંખી મારી મા રવાઇથી વલોવેછે, એટલે છાશ થાયછે. છાશ ઉપર ચીકણું ચીકણું તરી આવે તે માખણ.

માખણ પણ કોઈક દિવસ અમે રોટલા સાથે ખાઇએછીએ. તાજું તાજું માખણ ને બાજરીના રોટલા બહુ મીઠા લાગેછે.

માખણ. તાવે. તાજું. દહીં. ગોળી. રવાઈ.
વલોવેછે. ચીકણું.

---

પાઠ ૨૭. શીખામણ.

## ચોખ્ખાં.

સવારમાં વહેલું ઊઠવું. ઊઠીને દાતણ કરવું. દાતણ ન કરીએ તો મોં ગંધાય ને દાંત સડી જાય. પછી ઊના પાણીથી નહાવું. નહાતી વખત શરીર ચોળી મેલ રહેવા દેવો નહિ. મેલ રહે તો ખસ તથા ગૂમડાં થાય. નહાયા પછી કોરા લૂગડાથી શરીર સાફ કરી ચોખ્ખાં લૂગડાં પહેરવાં. આ વખત ઘરમાં કાંઈ ખાવાનું તૈયાર હોય તો થોડું ખાઈ લેવું. પછી પોતાને કામે લાગવું. બાળકોએ નિશાળે જવું. નિશાળમાં બરાબર ભણવું, તથા પોતાના મહેતાજી કહે તેમ કરવું. નિશાળમાંથી રજા મળે એટલે પાંસરા ઘેર જવું.

ગંધાય. દાંત. મેલ. ખસ. ગૂમડાં. પાંસરા.

---

## પાઠ ૨૮. ઊંટ.



જુઓ છોકરાં, ઊંટ જાયછે. એના પગ કેવા લાંબા લાંબા છે! ડોક પણ લાંબી છે. ડોકપર માથું કેવું નાનું છે! ઊંટ જેમ ઊંચું છે, તેમ તેની ડોક લાંબી છે, તેથી તે જમીનપર ચરી શકેછે, અને ઝાડનાં પાંદડાં પણ ખાઈ શકેછે. ઊંટ કેટલાક દિવસ પાણી પીધાવિના રહી શકેછે. તેના પગનાં તળીઆં પોચાં છે, તેથી તે રેતીવાળી જમીનમાં સહેલથી ચાલી શકેછે. કાદવમાં ચાલવું તેને ઠીક પડતું નથી. ચાલતાં ચાલતાં ઊંટના હોઠ લબડેછે. ઊંટને જોઇ કેટલાક ઘોડા અને ભેંસ ભડકેછે; તેથી નાનાં છોકરાં કહેછે, કે ઊંટનાં શીંગડાં ભેંસ ચોરી ગઇછે માટે ઊંટને જોઈ તે નાસેછે.

ઊંચું. તળીઆં. પોચાં. સહેલ. કાદવ. હોઠ. લબડેછે. ભડકેછે.

## પાઠ ૨૯. દરજી.



જુઓ, દરજી લૂગડાં શીવેછે. આ દરજી બહુ સારો છે. લૂગડું એવું વેતરેછે, કે શરીરપર બરાબર બેસતું આવેછે. શીવવું પણ સારું છે. બીજા દરજી કરતાં આ દરજી વધારે ભલો છે, કેમકે જરા લૂગડું વધે તો તે પાછું આપેછે. તેથી લોકો ખુશીથી એની પાસે લૂગડાં શીવડાવેછે. હું પણ આ દરજી પાસે લૂગડાં શીવડાવુંછું. કેમ ભાઈ દરજી, મોતીભાઈની ડગલી ને નાની બેનનું ઝભલું તૈયાર થયાં? રામભાઈ, થોડી વાર છે; આજ સાંજે આપીશ.

અરે ભાઈ દરજી! તમે લૂગડાં તો સારાં શીવો-છો, પણ વાર બહુ લગાડોછો. સાંજનો વાયદો કરોછો ને ચાર દિવસ સૂધી ફેરા ખવરાવોછો. કેમ કરીએ ભાઈ! કામ ઘણું ને શીવનાર થોડા તેથી એમ થાયછે.

વેતરેછે. ડગલી. ઝભલું. વાયદો. ફેરા.

---

### પાઠ ૩૦. પૈસો.

## આપ્યો. કર્યું. ત્રણ.

નાનીબેન, મારા હાથમાં પૈસો છે તે જુઓ. એ પૈસો તમને કોણે આપ્યો? બાપાએ. મને પણ ગઈ કાલે બાપાએ એક પૈસો આપ્યો હતો. તે આ પૈસા કરતાં વધારે ચળકતો હતો. બેન, તમારા પૈસાનું તમે શું કર્યું? મેં તે પૈસાની ત્રણ પાઈ લીધી. એક પૈસાની ત્રણ પાઈ આવે? હા. તમે એ ત્રણ પાઇનું શું કર્યું? એક પાઇની ખડી લીધી, એક પાઇનું ખાવાનું, ને એક પાઈ આ રહી મારા હાથમાં. બેને ભાઈને પાઈ બતાવી, એટલામાં મા આવી, અને તે પૂછવા લાગી, શું કરોછો? આ પાઈ અને પૈસો જોઇએછીએ. જુઓછો પણ જાણોછો, કે

તે શાનાં થાયછે? હા, અમે બંને જાણીએછી-એ; એતો તાંબાનાં થાયછે.

ચળકતો. પાઈ. ખડી.

---

### પાઠ ૩૧. અનાજ.



છોકરાં તમને દાણાનાં નામ આવડેછે? હા. જાર, બાજરી, ઘઉં, ચોખા. એ ચાર કરતાં વધારે નામ આવડેછે? ના. સાંભળો ત્યારે હું તમને કહું. મગ, અડદ, ચણા, વાલ, ચોળા, મઠ. એ બધાંને તમે ઓળખી શકો? વાલ, ચોળા, મઠ અમારા જોવામાં આવેલા

નથી. લો હું તે દેખાડું. આ બધાંને અનાજ કહેછે. ગોળ, ખાંડ, શાકર, દૂધ, ઘી, ભાજી, એ અનાજ કહેવાય? ના, ખેતરમાં દાણા પાકે છે તે અનાજ; બીજાને અનાજ ન કહેવાય. આ ઉપરનું ચિત્ર તમે ઓળખી શકોછો? હા, એ બાજરીના છોડ છે. તેમાં બાજરીના દાણા બતાવશો? ઉપર ડુંડાં દેખાયછે તેમાં બાજરીના દાણા છે.

ચોખા. ચણા. વાલ. ચોળા.

મઠ. ચિત્ર. છોડ. ડુંડાં.

---

પાઠ ૩૨. અનાજ.

છોકરાં, આગલા પાઠમાં અનાજનાં નામ દીધાં, તે તમને યાદ છે? હા. સાંભળો, તેમાં-નાં કેટલાંક એમનેએમ રાંધીને ખવાયછે; કેટલાંકને દળી લોટ કરી તેની રોટલી કે રો-ટલા કરેછે. ઘઉંના લોટની રોટલી કરેછે. જાર બાજરીના લોટના રોટલા થાયછે. અ-ડદ, મગ, ચણા, વાલ, એ એમનેએમ રાંધીને ખવાયછે; અથવા તેને ભરડીને દાળ કરેછે. તુવેરની દાળ તમે ખાધી છે? હા, અમારે ઘેર ઘણી વખત તુવેરની દાળ કરેછે. રાંધેલા

ચોખાને ભાત કહેછે. ચોખા સાથે મગની કે તુવેરની દાળ ભેળી ખીચડી કરેછે. કોઇ પણ અનાજ કાચું ખાવું નહિ. કાચું ખાઇએ તો પેટમાં દુખે ને માંદા પડીએ.

રોટલી. રોટલા. તુવેર. ભાત. ખીચડી. કાચું.

---

## પાઠ ૩૩. ઘંટી.



જુઓ, મા દીકરી કેવી ઝડપથી ઘંટી ફેરવે-છે. નાનાં છોકરાં પાસે રમેછે. ઘઉંની ટો-પલી ભરી એક પડખે રાખી છે, તેમાંથી મા એક હાથે મૂઠી ભરી ઘંટીમાં ઓરતી જાયછે,

બીજે હાથે ઘંટી ફેરવતી જાયછે. એક હાથ થાકી જાય એટલે બીજો હાથ બદલેછે. દળતાં દળતાં મા દીકરી મીઠાં મીઠાં ગીત ગાયછે, તેથી મેહેનત થોડી જણાયછે. મા દીકરી રોજ સવારમાં વહેલાં ઊઠી દળેછે. દળી રહે એટલે ટોપલીમાં લોટ ભરી લેછે. પછી થોડી વાર વીસામો ખાઇ હાથ મોં ધોઈ સાફ કરેછે. ઘઉં દળવામાં જેટલી મેહેનત પડે, તેટલી જોર બાજરી દળવામાં પડતી નથી. લોટનું શું થાય તે તમે આગળ શીખી ગયા છો.

ઝડપ. ટોપલી. પડખે. વીસામો.



## પાઠ ૩૪. શાક.



ભાઈ, આજતો આપણે ઘેર મેમાન આવેલા છે, માટે શાક વિના ચાલશે નહિ. પાનાચંદ, લે આ પૈસા. તેનું શાક લઈ આવ. શું શાક લાવું? સારું જોઇને લાવજે. સારા નરસામાં મને ખબર ન પડે. હું તો તમે કહો તે લાવું. બજારમાં જે જે શાક મળતાં હોય તે કહે. બટાટા, સૂરણ, વેંગણ, ર તાળુ ઘણી વખત મળેછે. ભીંડા, ગવારની શીંગો, તૂરીઆં ને ગલકાં પણ કોઈ વખત આવેછે. કા-

રેલાં મળેછે? ના. થોડા દિવસ થયાં કારેલાં જોવામાં આવતાં નથી. ભાજી તો હશે? હા, મેથીની ભાજી ઘણી આવેછે. ત્યારે બે પૈસાનાં વેંગણ ને એકાદ પૈસાની મેથીની ભાજી લઈ આવ. ભાજી તાજી હોય તે લેજે.

બટાટા. સૂરણ. વેંગણ. રતાળુ. તૂરીઆં.
ગલકાં. કારેલાં. ગવાર.

---

પાઠ ૩૫.

આવો બેન આવો, આપણે આજ નવી રમત રમીએ. શી નવી રમત રમીશું? જુઓ, તમને આવું ચીતરતાં આવડેછે? એમાં તે શું? એવું તો હું હમણાં મારી પાટી ઉપર ચીતરી આપું. જો, મેં મારી પાટી ઉપર ચીતર્યું. બેન, ચીતરતાં તો ઠીક આવડેછે, પણ તેને કેટલી બાજૂ ને કેટલા ખૂણા છે? ચાર બાજૂ ને ચાર ખૂણા. આપણા ઘરમાં તમે તેવું કાંઇ દીઠું છે? હા, આપણા ઘરનાં બાર તથા બારીને ચાર બાજૂ, ને ચાર ખૂણા છે. ભાઈ, મને તો આવું ત્રણ બાજૂ ને ત્રણ ખૂણાવાળું પણ ચીતરતાં આવડે-

છે. બહુ સારું બેન, પણ આનું નામ આવડેછે? તેનું નામ ગોળ કુંડાળું. તમે એના જેવી બે ચીજનાં નામ આપો. ચૂડી, વાળી.

ચીતર્યું. બાજૂ. ખૂણા. કુંડાળું. ચૂડી. વાળી.

---

## પાઠ ૩૬. ઘાણી.



જુઓ, ઘાંચી ઘાણી ફેરવેછે. બળદ ઘણો ઉતાવળો આંટા ફરેછે. ગોળ ફરવાથી બળદને ફેર ન ચડે, માટે તેની આંખે પાટા બાંધેલા છે. પાટા બાંધવાથી બીજો પણ એક ફાય-

દો છે. તે એ કે ઘાંચી બળદને એકવાર હાંકે, એટલે બળદ જાણે કે મને હાંક હાંક કરેછે; એમ ધારી બળદ વારે વારે ઊભો ન રહે.

ઘાણીમાં તલ નાંખી પીલેછે. તે તલમાંથી તેલ નીકળેછે. તે તેલ આપણા ખાવામાં આવેછે, તથા દીવા બાળવામાં વપરાયછે. તેલ કાઢતાં કૂચા રહે, તેને ખોળ કહેછે. ગાય તથા ભેંસને ખોળ ખવરાવે તો તે ઘણું દૂધ દેછે.

ઘાંચી. આંટા. ફાયદો. કૂચા. ખોળ.

---

## પાઠ ૩૭. ઘોડો.



જુઓ છોકરાં, ઘોડો દોડતો આવેછે. લાંબી લાંબી ફલંગો પણ મારેછે. તેની ડોકપર કેશવાળી કેવી લબડેછે! આ ઘોડો બહુ મોટો છે. ઘોડાની પીઠપર માણસ બેસેછે, વખતે ભાર

ભરેછે, ને તેને ગાહીમાં પણ જોડેછે. આપણા દેશમાં સાંતીમાં બળદ જોડેછે, પણ બીજા કેટલાક દેશમાં સાંતીમાં બળદને બદલે ઘોડા જોડેછે. ઘોડાને પગે ગાયના જેવી ખરી નથી, પણ દાબડા છે. ખરી ને દાબડામાં ફેર છે. ખરીમાં વચમાં ફાટ હોયછે, પણ દાબડામાં ફાટ નથી. જેને પગે દાબડા હોય તેવાં બીજાં જનાવરનાં નામ શોધી લાવજો. આવતી કાલે હું તમને પૂછીશ.

ફલંગો. કેશવાળી. પીઠ. સાંતી. ખરી. દાબડા. ફાટ.

---

## પાઠ ૩૮. હાથી.



હાથી બહુ મોટું જનાવર છે. પગ તો જાણે થાંભલા. સૂપડા જેવા કાન તો આખો દિવસ હલાવ હલાવ કરેછે. તેની સૂંઢ તો જુઓ! એ એનું નાક છે. તે હાથનું પણ કામ કરેછે. સૂંઢવતી ખાવાનું લઈ મોંમાં મૂકેછે. પાણી પણ સૂંઢમાં ભરી મોમાં રેડેછે. પણ નાનપ-

ણમાં ધાવવાનું કામ તો મોંથીજ કરેછે. હાથી કરતાં હાથણી નાની હોયછે. હાથીને ચાવવાના દાંત મોંમાં હોયછે. બહાર તમે જે દાંત જુઓછો, તે દાંત તેના વેરીને મારવાના છે. હાથણીના દાંત હાથીના દાંત કરતાં નાના હોયછે. હાથણીના બચ્ચાને મદનીઉં કહેછે. તે તમે કોઈ વખત દીઠું છે?

થાંભલા. સૂપડું. વેરી. મદનીઉં.

---

પાઠ ૩૯. કંદોઈની દુકાન.



જુઓ છોકરાં, આ કંદોઈની દુકાન કેવડી

મોટી છે? કંદોઈ હાથમાં ત્રાજવી લઈ મીઠાઇ તોળેછે. સામાં ઘરાક ઊભાં છે. દુકાનમાં એક તરફ જલેબી ને લાડુ ગોઠવેલા છે. બીજી તરફ સેવ ગાંઠીઆના ટોપલા ભરી રાખ્યા છે. એક થાળીમાં પેંડા ભરેલા છે. બરફી પણ તૈયાર છે. એક કંદોઈ ચૂલપર તાવડો મૂકી દૂધ ઊનું કરેછે, આજ તો આપણે તાજી જલેબી લઇએ. તાજી જલેબી ખાવામાં બહુ મજા પડેછે. મોતી કહે, જલેબીસાથે થોડાઘણા સેવગાંઠીઆ લેશો તો વધારે મજા પડશે. નાની બેન સારૂ એકાદ પેંડો તથા બરફીનો કટકો લેજો. છોટાભાઈ, તમારે જે ખાવું હોય તે કહો. બાપા, મને એક લાડુ અપાવો.

---

ત્રાજવી. ઘરાક. જલેબી. સેવ. ગાંઠીઆ. ટોપલા. પેંડા. બરફી. ચૂલ. તાવડો. મજા.

---

પાઠ ૪૦.

આવો છોકરાં આજ મારે તમને કાંઇક પૂછવું છે. તમે રોજ ઘણું ઘણું જુઓછો, તે

માંહેનું તમને કેટલું યાદ છે તે હમણાં જણાઈ આવશે.

પાંચ જાતનાં પંખીનાં નામ આપો.

આકાશમાં તમે જે કાંઈ દીઠું હોય તેમાંથી ત્રણ નામ કહો.

ચાર પગવાળાં જનાવરનાં આઠ નામ આપો.

દરજીને લૂગડાં શીવવામાં જે ચીજની જરૂર પડેછે, તેવી પાંચ ચીજ ગણાવો.

આપણા ખાવામાં આવતી હોય તેવી છ ચીજનાં નામ દો.

સાત જાતનાં અનાજનાં નામ આપો.

નવ જાતનાં ઝાડનાં નામ આપો.

ચાર જાતનાં જુદા જુદા રંગનાં ફૂલનાં નામ આપો.

આજ તમને જે પૂછવામાં આવ્યું તેના જવાબ તમે ઠીક આપ્યા. ધારી ધારીને જોવાની ટેવ રાખશો તો વધારે સારા જવાબ આપશો.

આ ધોરણમાટે નહિ, પણ વિષયની પૂર્ણતા માટે નીચેના જોડાક્ષર દાખલ કર્યા છે.

એક અક્ષરની સાથે બીજાને અડાડવાથી જોડાયછે તેવા

# જોડાક્ષર.

ક્+ચ=ક્ચ. ક્+ત=ક્ત. છ્+ચ=છ્ચ.

ટ્+ટ=ટ્ટ. ઠ્+ઠ=ઠ્ઠ. ડ્+ચ=ડ્ચ.

દ્+ય=દ્ય. હ્+ય=હ્ય. જ્+જ=જ્જ.

મૂક્યું. આવડ્યું. સજ્જન.

પૂછ્યું. ટટ્ટુ. ચિઠ્ઠી. વિદ્યા. કહ્યું.

અક્ષર મળવાથી નવાં રૂપ થાયછે
તેવા જોડાક્ષર.

ક્+ષ=ક્ષ. જ્+ઞ=જ્ઞ. શ્+ર=શ્ર.

અક્ષર. યજ્ઞ. શ્રાવક.

# વિસર્ગ.

અઃ કઃ તઃ

કોઇને દુઃખ દેવું નહિ.

અંતઃકરણમાં દયા રાખવી.

શ્રી.

# સંખ્યા.

| | | | |
|---|---|---|---|
| એક. | o | ૧. | એક. |
| બે. | o<br>o | ૨. | એકને એક બે. |
| ત્રણ. | oo<br>o | ૩. | બેને એક ત્રણ. |
| ચાર. | ooo<br>o | ૪. | ત્રણને એક ચાર. |
| પાંચ. | oooo<br>o | ૫. | ચારને એક પાંચ. |
| છ. | ooooo<br>o | ૬. | પાંચને એક છ. |
| સાત. | oooooo<br>o | ૭. | છને એક સાત. |
| આઠ. | ooooooo<br>o | ૮. | સાતને એક આઠ. |
| નવ. | oooooooo<br>o | ૯. | આઠને એક નવ. |
| દશ. | ooooooooo<br>o | ૧૦. | નવને એક દશ. |

# સરવાળા.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | |
| ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૨ | ૪ | ૬ | ૮ | ૧ | ૩ | |
| ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૩ | ૫ | ૭ | ૯ | ૩ | ૫ | |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | |
| ૫ | ૭ | ૨ | ૪ | ૬ | ૮ | ૧ | ૩ | ૫ | ૭ | ૨ | |
| ૭ | ૯ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૫ | |
| ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | |
| ૪ | ૬ | ૧ | ૩ | ૫ | ૨ | ૪ | ૬ | ૧ | ૩ | ૫ | |
| ૭ | ૯ | ૫ | ૭ | ૯ | ૬ | ૮ | ૧૦ | ૬ | ૮ | ૧૦ | |
| ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૯ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૨ | ૪ | ૧ | ૩ | ૨ | ૧ | ૨ | ૧ |
| ૭ | ૯ | ૭ | ૯ | ૮ | ૧૦ | ૮ | ૧૦ | ૯ | ૯ | ૧૦ | ૧૦ |

# બાદબાકી.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૪ | ૫ |
| ૧ | ૧ | ૨ | ૧ | ૩ | ૨ | ૧ | ૩ | ૨ | ૪ | ૧ |
| ૦ | ૧ | ૦ | ૨ | ૦ | ૧ | ૩ | ૧ | ૨ | ૦ | ૪ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ | ૩ | ૫ | ૨ | ૪ | ૬ | ૧ |
| ૨ | ૦ | ૩ | ૧ | ૫ | ૩ | ૧ | ૪ | ૨ | ૦ | ૬ |
| ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૩ | ૫ | ૭ | ૨ | ૪ | ૬ | ૧ | ૩ | ૫ | ૭ | ૨ |
| ૪ | ૨ | ૦ | ૫ | ૩ | ૧ | ૭ | ૫ | ૩ | ૧ | ૬ |
| ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |
| ૪ | ૬ | ૮ | ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૨ | ૪ | ૬ |
| ૪ | ૨ | ૦ | ૮ | ૬ | ૪ | ૨ | ૦ | ૭ | ૫ | ૩ |
| ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૮ | ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૨ | ૪ | ૬ | ૧૦ | ૮ |
| ૧ | ૯ | ૭ | ૫ | ૩ | ૧ | ૮ | ૬ | ૪ | ૦ | ૨ |

સમાપ્ત.

